# 01 ભુગર્ભ જળ ઉલેછવા અંગેનાં નિયંત્રણો

ભુગર્ભ જળ ઉલેછવુ એ ભુગર્ભનાં સ્તરોમાંથી કાયમી કે હંગામી ધોરણે પાણી નીકાળવાની પ્રક્રીયા છે

## શું ભુગર્ભ જળ ઉલેછવા માટે પરવાનગી જરૂરી છે ?

જે ઉદ્યોગો ભુગર્ભ જળ ઉલેછવા ઇચ્છતા હોય તેમણે નો-ઓબ્જેકશન સર્ટીફીકેટ મેળવવુ ફરજીયાત છે.

## જળ પ્રદૂષણ દેખરેખ માટે કઇ કઇ સંસ્થાઓ જવાબદાર છે ?

| | |
|---|---|
| **કેન્દ્રીય** | • કેન્દ્રીય ભુગર્ભ જળ સત્તા , |
| **રાજ્ય** | • કેન્દ્રીય ભુગર્ભ જળ બોર્ડ -અમદાવાદ |

## ભુગર્ભ જળ ઉલેછવા અંગે નિયમન માટે વિસ્તાર કેવી રીતે વિભાજીત કરવામાં આવે છે ?

સી.જી.ડબલ્યુ.એ. ૧૬૨ વિસ્તારની “નોટીફાઇડ એરીયા” તરીકેની ઓળખ કરી છે.
નોટીફાઇડ એરીયા સીવાયનાં વિસ્તારને નોન નોટીફાઇડ એરીયા કહેવામાં આવે છે.
સી.જી.ડબલ્યુ.એ. દ્વારા આ બાબતમાં ચાર પ્રકારનાં વિસ્તારની ઓળખ કરવામાં આવી છે :-

**સુરક્ષીત વિસ્તાર-** **૪૫૮૦** સુરક્ષીત એકમો

**અર્ધ જટીલ વિસ્તાર –** **૬૯૭** અર્ધ જટીલ એકમો

**જટીલ વિસ્તાર-** **૨૧૭** જટીલ એકમો

**અત્યંત શોષીત વિસ્તાર-** **૧૦૭૧** અત્યંત શોષીત એકમો

# એન.ઓ.સી. ની પરવાનગી કોનાં દ્વારા આપવામાં આવે છે?

નોટીફાઇડ વિસ્તારમાં નો ઓબ્જેકશન સર્ટીફીકેટ મેળવવાની બાબતને નિમણૂંક અધિકૃત અધિકારી જુએ છે. આ અધિકૃત અધિકારીઓ :-

- ડેપ્યુટી કમીશ્નર / ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ / જીલ્લા કલેક્ટર વહીવટી વિભાગ અથવા તાલુકામાં
- નગરપાલીકા વિસ્તારમાં  નગરપાલીકાનાં વડા

જીલ્લાનાં આ વહિવટી વડાઓની મદદ સલાહકાર સમીત્તી દ્વારા કરવામાં આવે છે. ભુગર્ભ જળ ઉલેછવાની પરવાનગી અધિકૃત અધિકારી દ્વારા સલાહકાર સમિતી સાથે વિમર્શ કર્યા બાદ આપવામાં આવે છે.
નોન-નોટીફાઇડ વિસ્તારમાં  કલેક્ટર દ્વારા એન.ઓ.સી. જારી કરવામાં આવે છે.

# નોટીફાઇડ એરીયામાં કોને અને ક્યારે ભુગર્ભજળ ઉલેછવાની પરવાનગી આપવામાં આવે છે?

કુટુંબને પરવાનગી આપવામાં આવી શકે અને વ્યક્તિગત ઘરો સિવાય માત્ર જયારે જાહેર વિતરણ વ્યવસ્થા ઉપલબ્ધ ના હોય એવા કેસમાં જ પરવાનગી આપવામાં આવે છે.

વ્યક્તિગત ઘર સિવાય ૨૫ પ્રકારનાં માળખાકીય યોજનાઓનો નોટીફાઇડ એરીયામાં સમાવેશ કરવામાં આવે છે. તેમાં રહેણાંક એપાર્ટમેન્ટ , રહેણાંક ટાઉનશીપ, બીઝનેસ પ્લાઝા , મોલ અને મલ્ટીપ્લેક્ષ , હોસ્પીટલ, ઓફીસ ઇમારતો, શાળા,કોલેજ, વિશ્વવિદ્યાલય, રીસોર્ટ , હોટેલ, હોલીડે હોમ / ગેસ્ટ હાઉસ , ઔદ્યોગીક વિસ્તાર (બિન-ઔદ્યોગીક ઉપયોગ માટે), એસ.ઇ.ઝેડ. (બિન-ઔદ્યોગીક ઉપયોગ માટે) , બસ ડેપો , એરપોર્ટ, સી પોર્ટ ,બેન્કવેટ હોલ , મેટ્રો સ્ટેશન, રેલ્વે સ્ટેશન,હાઇવે બાંધકામ, ફાયર સ્ટેશન, વેર હાઉસ , આઇ.ટી. કોમ્પ્લેક્ષ , લોજીસ્ટીકસ અને કાર્ગો

# ભુગર્ભ જળ ઉલેછવા માટે ઉદ્યોગોને કેવા પ્રકારની શરતો આપવામાં આવે છે

- કૃત્રીમ રીતે ભુગર્ભ જળને પુનઃ રિચાર્જ કરવાનાં જથ્થાની માત્રા દર્શાવતી શરતો
- અહેવાલ આપવાની મુદ્દત દર્શાવતી શરતો.
- પુનઃ વપરાશ અને ફરિથી વપરાશમાં લઇ શકાય તેવુ બનાવવા અંગેની શરતો

# કયા ઉદ્યોગો સઘન જળ વપરાશ કરતા ઉદ્યોગો છે.?

પેકીંગમાં આવતુ પીવાનુ પાણી, મીનરલ વોટર પ્લાન્ટ , ચર્મ ઉદ્યોગ,નિસ્યંદન ભઠ્ઠી,દારૂની ભઠ્ઠી, ઠંડા-પીણા ,કાગળ અને કાગળનો માવો, ખાતર , કાપડ રંગકામ ,કાપડ છાપકામ , કાપડ વણાંટ,ખાંડ,ડેરી ઉત્પાદન, વોટર પાર્ક અને મનોરંજન કેન્દ્ર.

સઘન જળ વપરાશ કરતા ઉદ્યોગોને અત્યંત શોષીત વિસ્તારમાં ભુગર્ભ જળ ઉલેછવાની પરવાનગી આપવામાં આવતી નથી

02

# જળ પ્રદૂષણ સામેની લડાઈમાં

આગળનો વિભાગ વિવિધ કાયદાઓને વર્ણવે છે જેનો ઉપયોગ જળ પ્રદૂષણ સામે લડાઇમાં કરી શકાય સામાન્ય રીતે જાણીએ છીએ કે માત્ર કાયદાઓ પર્યાપ્ત નથી .જ્યાં સુધી કાયદાનો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં ના આવે, અસરકારક ઉપાયો મેળવવા મૂશ્કેલ બનશે. આ વિભાગ કાયદાનો ઉપયોગ કરવાનાં રસ્તાની સૂચી દર્શાવે છે.



## ૧.દસ્તાવેજ એકત્રીકરણ :

### અ: દસ્તાવેજ

| દસ્તાવેજનો પ્રકાર | ઉપલબ્ધી સ્થાન | ઉપયોગીતા |
|---|---|---|
| એન.ઓ.સી. | સી.જી.ડબલ્યુ.એ. , જીલ્લા કલેક્ટર કચેરી | ● ભુગર્ભ જળ ઉલેછવા માટેની પરવાનગી મેળવી છે કે નહી ? |
| ભુગર્ભજળનો મોનીટરીંગ અને અનુપાલન અહેવાલ | સી.જી.ડબલ્યુ.એ, સી.જી. ડબલ્ય.બી. | ● ભુગર્ભ જળનો જથ્થો અને ગુણવત્તા જાણવા માટે |
| એન્વાયર્નમેન્ટ ક્લીયરન્સ | કેટેગરી એ: એમ.ઓ.ઇ.એફ.સી.સી.<br>કેટેગરી બી૧: સ્ટેટ લેવલ એન્વાયર્નમેન્ટલ ઇમ્પેક્ટ એસેસમેન્ટ ઓથોરીટી (એસ.ઇ.આઇ.એ.એ.)<br>બી-૨ (લઘુ ખનીજો):ડીસ્ટ્રીક્ટ લેવલ એન્વાયર્નમેન્ટલ ઇમ્પેક્ટ એસેસમેન્ટ ઓથોરીટી (ડી.ઇ.આઇ.એ.એ.)<br>તેમજ એસ.પી.સી.બી. પાસે પણ ઉપલબ્ધ હોય છે. | ● ભુગર્ભજળનાં ઉપયોગ અંગેની શરતો<br>● વાંચીને એ સમજવામાં ઉપયોગી રહેશે કે પાલન થઇ રહ્યુ છે કે નહીં. |
| સી.ટી.ઓ.<br>સી.ટી.ઈ. | રાજ્ય પ્રદૂષણ નિયંત્રણ બોર્ડ | ● નિકાસનાં સ્થળની ઓળખ કરવા<br>● છોડવામાં આવતા કચરાનો પ્રકાર અને રચના જાણવા<br>● ભુગર્ભ જળ ઉપયોગ અને નિકાલ પોઇન્ટ<br>● ભુગર્ભજળ પ્રદૂષણની બાબતમાં આ શરતો જોવી ઉપયોગી રહેશે. |

| દસ્તાવેજનો પ્રકાર | ઉપલબ્ધી સ્થાન | ઉપયોગીતા |
|---|---|---|
| ઇ.સી.નો મોનિટરીંગ અને અનુપાલન અહેવાલ | એમ.ઓ.ઇ.એફ.સી.સી. પ્રાદેશીક કચેરીઓ. | ● અગાઉ પાણી નિકાલને લાગુ પડતી શરતોનું પાલન થયુ છે કે નહિં તે શોધવા માટે મદદરૂપ થશે. |
| અગાઉ જારી કરેલી કારણ દર્શક નોટીસ,બંધ માટેની નોટીસ, દીશા સૂચન નોટીસ | રાજ્ય પ્રદૂષણન નિયંત્રણ બોર્ડ | ● એ જાણવામાં મદદરૂપ રહેશે કે અગાઉ આ શરતોને લાગુ પડતી કોઇ નોટીસ જારી કરવામાં આવેલ છે કે નહીં . |



## બ. ફોટોગ્રાફ અને વીડીયો ક્લીપ્સ

ફોટોગ્રાફીક પુરાવાઓ એ વાસ્તવીક સ્થળ પરની પરીસ્થિતી દર્શાવવા માટે હંમેશા ઉપયોગી રહેશે. જ્યારે ફોટોગ્રાફ કે વીડીયો લેવામા આવે ત્યારની તારીખ અને સમય રેકોર્ડ કરવો મહત્વનું છે.



## ક. સમાચાર પત્ર અહેવાલ:

જો બાબતને સમાચાર પત્ર દ્વારા પણ નોંધવામાં આવી હોય તો ફરિયાદને  સમર્થન આપનાર વધારાનો પુરાવો બની શકે . તેમ છતા પણ અહેવાલની અધિકૃતતાની ખાત્રી કરી લેવી    જોઇએ અને પુરાવા તરીકે ઉપયોગ કરતા પહેલા પ્રમાણીત પણ કરાવી લેવો જોઇએ.

# ૨. ફરિયાદ બનાવવી



## ફરિયાદ ક્યારે થઇ શકે ?

નીચે મુજબની બાબતોમાં ફરિયાદ થઇ શકે:

- જ્યારે પરવાનગી લેવામાં આવેલી ના હોય
- જ્યારે નિર્દીષ્ટ કરેલી શરતોનું ઉલ્લંઘન કરવામાં આવતુ હોય
- વોટર એક્ટની જોગવાઇઓનું ઉલ્લંઘન થવાની બાબતમા



## ફરિયાદમાં શું સમાવવુ જોઈએ?

- ઉલ્લંઘનનો પ્રકાર
- આજુ-બાજુમાં વસતા લોકો પર ઉલ્લંઘનથી થનારી અસર
- સહાયક પુરાવાઓ
- ઉપાયોની માંગ જણાવવી

## ફરિયાદ કોને કરવી જોઇએ?

| | |
|---|---|
| **સી.ટી.ઓ , સી.ટી.ઇ. અને વોટર એક્ટનાં ઉલ્લંઘનો** | એસ.પી.સી.બી.ની પ્રાદેશીક કચેરી |
| | એસ.પી.સી.બી.ની મુખ્ય કચેરી |
| **ઇ.સી.ની શરતોનાં ઉલ્લંઘન** | એમ.ઓ.એફ.સી.સી. પ્રાદેશીક કચેરી |
| | એસ.ઇ.આઇ.એ.એ. |
| | ડી.ઇ.આઇ.એ.એ. |
| **જાહેર ઉપદ્રવ** | જીલ્લા કલેક્ટર / મેજીસ્ટ્રેટ |
| **ભુગર્ભ જળનો ગેરકાયદેસર ઉપયોગ** | સી.જી.ડબલ્યુ.એ. પ્રાદેશીક કચેરીઓ |
| **ભુગર્ભ જળ માટે આપવામાં આવેલ એન.ઓ.સી.નું પાલન ના થવુ.** | જીલ્લા કલેક્ટર |

## વહીવટી ઉકેલ માટે કાયદાકીય વિકલ્પ શું છે?

| પરિસ્થિતી | ઉપલબ્ધ ઉપાયો |
|---|---|
| ભુગર્ભ જળ માટે આપવામાં આવેલ એન.ઓ.સી.નું પાલન ના થવુ. | • ગાઇડલાઇનમાં વર્ણવવામાં આવેલા બન્ને નોટીફાઇડ અને નોન-નોટીફાઇડ એરીયામાં એન.ઓ.સી.કેન્સલ થઇ શકે છે અથવા તો એન.ઓ.સી. રીન્યુ કરવામાં ના આવે. |
| ઇમર્જન્સી ( જયારે સ્ટેટ બોર્ડનાં ધ્યાનમાં આવે કે કોઇ ઝેરી,હાનીકારક , કે પ્રદૂષણકારી પદાર્થ કોઇ વહેણ અથવા કૂવો અથવા જમીન પર છોડવામાં આવેલ છે અથવા કોઇ અકસ્માત કે અણધારી ઘટનાનાં કારણે વહેણ, કે કૂવામાં પ્રસરેલુ છે અને જો સ્ટેટ બોર્ડ તાત્કાલીક પગલા ભરવાનું મંતવ્ય ધરાવતુ હોય ) | • પદાર્થને વહેણ, કૂવો કે જમીન પરથી દૂર કરી તેનો નાશ થઇ શકે.<br>• આવા પદાર્થોની હાજરીથી થતા પ્રદૂષણનો ઉકેલ શોધી શકાય છે અથવા તો ઘટાડી શકાય છે<br>• આવા પદાર્થોનાં નિકાલ સાથે સંકળાયેલ વ્યક્તિને નિયંત્રીત કે પ્રતિબંધીત કરવા માટેનો હુકમ જારી કરી શકાય છે. |
| જાહેર ઉપદ્રવ | જીલ્લા કલેક્ટર દ્વારા હુકમ જારી કરવામાં આવશે. |
| કોઇ પણ પરવાનગી વિનાની કામગીરી | એસ.પી.સી.બી. દ્વારા કામગીરીને લાગુ પડતી ચોક્કસ શરતો સાથેની નોટીસ આપવામાં આવી શકે |
| પરવાનગીમાં નિર્દીષ્ટ શરતોનું અપાલન | • એસ.પી.સી.બી. દ્વારા કારણદર્શક નોટીસ જારી થઇ શકે.<br>• એસ.પી.સી.બી. દ્વારા કામ બંધ કરવા માટેનો ઓર્ડર થઇ શકે. |
| કારણદર્શકનો પ્રત્યુતર ના આપવો/ કારણદર્શકમાં કરવામાં આવેલ વાયદા ના પાળવા | • પ્રદૂષણકારક પ્રવૃતિઓનું બંધકરવુ, પ્રતિબંધ કે નિયંત્રણ કરવુ<br>• પાણી પુરવઠો, વિજળી કે અન્ય સેવાઓ ઠપ્પ કરવી |
| વોટર એક્ટ અંતર્ગત જારી કરવામાં આવેલ દીશા નિર્દેશોનાં પાલન કરવામાં અસફળતા | જેલ અને /અથવા દંડને સજા પાત્ર |
| ઇ.સી.માં નિર્દીષ્ટ શરતોનું પાલન ના થવુ | • ઇ.પી.એ. ૧૯૮૬ મુજબ કેદ અને / અથવા દંડ, તેનો મતલબ પાંચ વર્ષ સુધીની કેદ અથવા ૧ લાખ રૂપીયાનો દંડ અથવા બન્ને.<br>• ઉલ્લંઘનો માટે ઇ.સી. રદ્દ કરવુ. |

Disclaimer: Due to notification of draft guidelines on 11.10.2017, the above is subject to certain changes.

# સેન્ટર ફોર પોલીસી રીસર્ચ વિશે

સેન્ટર ફોર પોલીસી રીસર્ચ (સી.પી.આર.) એ સને ૧૯૭૩ થી ભારતનું જાહેર નિતીઓ બાબતે સલાહ અને વિચારો આપનાર નિષ્ણાંતોનું અગ્રણી જુથ રહ્યુ છે.સેન્ટર એક બિન નફાકારક , ભારતમાં જીવનને ઢાળવા માટે માળખાઓ અને પ્રક્રીયાઓ અંગેનાં મજબુત વાર્તાલાપમાં યોગદાન આપતા સંશોધન કાર્યો હાથ ધરવાને સમર્પીત સ્વતંત્ર સંસ્થાન છે.

**www.cprindia.org**

# નમતી વિશે

જયારે સમગ્ર વિશ્વમાં અબજો લોકો કાયદાનાં રક્ષણથી બહાર જીવન જીવે છે, નમતી લોકો સુધી કાયદાને પહોંચાડવા માટે સમર્પીત છે. એ આગવા ન્યાય માટે સમુદાયો સાથે કામ કરતા જમીની સ્તર પરનાં કાયદાકીય વકીલોનાં એક વૈશ્વીક આંદોલનનું નિર્માણ કરે છે. લોકો પોતાની જમીનનાં રક્ષણ માટે લડી શકે , આવશ્યક સેવાઓ પ્રાપ્ત કરી શકે તેમનાં જીવન પર અસર કરતા નિર્ણયોમાં ભાગી દારી નોંધવી શકે તે સુદ્રઢ કરવા માટે આ વકીલો આગળ રહીને લડાઇ લડે છે.

**www.namati.org**

CENTRE FOR POLICY RESEARCH

NAMATI
INNOVATIONS IN LEGAL EMPOWERMENT